

( સૈયદ બાવાસાહેબ અહમદઅલી ખાકીના )

# મેંહદી પુરાણની પેડ
## ના જવાબ
## યાને
# હિંદુઓને વટલાવવાના પ્રપંચ પર પ્રકાશ

લેખક

વાલજી જીવરાજ લીંબાણી,
માનકવા ( કચ્છ )

પ્રકાશક

કચ્છી કડવા પાટિદાર જ્ઞાતી સુધારક મંડળ,
ઘાટકોપર.

પ્રથમાવૃત્તિ — સંવત ૧૯૯૮
પ્રત ૧૦૦૦ — સને ૧૯૪૨

કિંમત ૦—૪—૦

નેસનલ પ્રિન્ટીંગ બ્યુરો, ઠાકુરદ્વાર, મુંબઈ ૨,



( સૈયદ બાવાસાહેબ અહમદઅલી ખાકીના )

# મેંહદી પુરાણની પેડ

## ના જવાબ

## યાને

# હિંદુઓને વટલાવવાના પ્રપંચ પર પ્રકાશ

લેખક

વાલજી જીવરાજ લીંબાણી,
માનકવા ( કચ્છ )

પ્રકાશક

કચ્છી કડવા પાટિદાર જ્ઞાતી સુધારક મંડળ,
ઘાટકોપર.

પ્રથમાવૃતિ
પ્રત ૧૦૦૦

સંવત ૧૯૯૮
સને ૧૯૪૨

કિંમત ૦—૪—૦

નેસનલ પ્રિન્ટીંગ બ્યુરો, ઠાકુરદ્વાર, મુંબઈ ૨,

( સૈયદ બાવાસાહેબ અહમદઅલી ખાકીના )

# મેંહદી પુરાણની પેડ

## ના જવાબ

## યાને

# હિંદુઓને વટલાવવાના પ્રપંચ પર પ્રકાશ

———o———

આજકાલ દુનિયાના અજ્ઞાન લોકોને ભરમાવવામાં પાકા બનેલા અર્ધદગ્ધ પીરાણાસંતપંથના મુળ સ્થાપક હજરત પીર ઇમામશાહના સીધા વારસદાર પરપૌત્ર હોવાનો દાવો કરનાર જુઠાણાના સાક્ષાત પ્રતિકરૂપ સૈયદ બાવા સાહેબ અહમદઅલી ખાકીએ ભવાડાની ભલાઈ ઉર્ફે મેંહદીપુરાણની પેડ છપવીને બહાર પાડી છે તેના ઉપર સત્યનો પ્રકાશ પાડવોજ જોઇએ કારણ કે શ આતમાંજ લાએલા હઈલીલ્લાહો મહમ્મદુર રસુલીલ્લાહેના કલમાને સંસ્કૃત શ્લોકના રૂપમાં ફેરવીને સતપંથીઓના સમુહને વધારે ભ્રમણામાં નાખ્યો છે જે કલમો નીચે મુજબ ફેરવ્યો છે.

अ. क. मं. लाइला हरती पापम् ईल्लिलाहिम् परम् पदम्

Translation of Islamic Kalma... La Illa Lilla....

जन्म वैकुंठ प्राप्नोति, तु जपेत् नाम महमदम्

સૈયદ સાંઈ મૌલા! કલમાને સંસ્કૃત શ્લોકમાં ફેરવો અથવા ઉર્દુ ભાષામાંજ રહેવા દો પણ તે કદાપિ કલમો મટીને હિંદુશાસ્ત્રનો શ્લોક બની શકશે નહિં. પીરાણા સતપંથ એ કલ્પિત સત્યથી વેગળા અસત્યને સત્યમાં ખપાવવાના ફોકટ ફાંફાં મારી તમારી પોતાની જાતને વધારે અળખામણી બનાવી રહયા છો. માટેજ જગતની જનતા આગળ મારે તમોને તમારા અસલ સ્વરૂપમાં જાહેર કરવાજ જોઇએ. કારણ કે તમારા પીરાણા સતપંથની ચાવીરૂપ કલમાને સંસ્કૃત ભાષાના શ્લોકના રૂપમાં ફેરવીને સતપંથી હિંદુ જનતાને વધારે ભરમાવવાનાં પેંતરા કરવા માંડયાં છે, પણ કલમો એ કલમોજ રહેશે તે કોઈ દિવસ સનાતન હિંદુ શાસ્ત્રનો શ્લોક નહિં બની શકે.

 મીસ્ટર ખાકીજી, પીરાણા સતપંથને તમારા વડીલોએ ગુપ્તપંથ તરીકેજ અજ્ઞાન હિંદુલોકોના ગળામાં કુશળતાથી ભેરવ્યો હતો તેનાં તમામ શાસ્ત્રો, દાવાઓ, ક્રિયાઓ સર્વ હસ્તલિખીત ગુપ્ત હતાં, તેના પુરાવા તરીકે તમારા દાદા (હજરત પીર ઈમામશાહ) પોતાને મોઢેજ એક શાસ્ત્રમાં કહે છે કે :—

**ગુપ્ત પંથ મારા મુનિવરને કહયા મનભાવે સો આવે.** એવી રીતે એ પંથની તમામ ચાલબાજીઓ તમારા વડીલોએ ગુપ્ત રાખી હતી તેને તમોએ તમારા પેટનો ખાડો ભરવા ખાતર (ગુજરાન ચલાવવા) આવકના સાધન તરીકે ઉપયોગ કરવાની ઈચ્છાએ તે સર્વ શાસ્ત્રોને છપાવી પ્રસિધ્ધ કર્યાં, તેથી એ ગુપ્તપંથના દરેક દરેક શાસ્ત્રો-રહસ્યો, છુપા કાવા દાવાઓ સર્વ ખુલ્લા થયા અને તે વિરોધીઓના હાથમાં ગયા, જેનાથી કરી વિરોધીઓના હાથ મજબુત બન્યા, એટલે તમારા પુર્વજોની સઘળી પ્રપંચલીલા ઉઘાડી પડી ગઈ, તેથી દુનિયાની નજરે તમારા પીરાણા સતપંથને તમારા પોતાનાજ હાથે આમ અળખામણો બનાવ્યો છે અને તેનો દોષ આજે તમો બીજાઓના શીર ઉપર મુકવા પ્રયત્ન કરવા લાગ્યા એજ તમારી કુટિલ દ્વેષબુધ્ધિનું પરિણામ છે. છતાં પણ તમારા એ પ્રપંચી દંભથી પીરાણા સતપંથના ફરેલા દિવસને સુધારવાની તમારી મરજીજ નથી દેખાતી, કારણ કે આજ દિવસ સુધીમાં કાળની એક નહિં પણ અનેક થપ્પડોથી તમો સતપંથના કુટિલ સંચાલકો જરાય ચેત્યા નહિં ! દિન પલટયો છે ! ઘડી પલટી છે ! અને કાજળના ચાંદલા સાથેજ ઉઠવાનું તમારા ભાગ્યે કોઈ કાળ ચોઘડીયે નિર્માણ થયું છે. નહિંતર આવા હડાહડ જુઠા ખેલો કોને સુઝે ? કેમ સુઝે ? ? ક્યાંથી સુઝે ? ? ?

કારણ કે તમારા દાદો હજરત પીર ઈમામશાહે જ્યારે અવતાર પાત્ર સતગોર બ્રહ્મા આદવિસ્નવ નરજન થઇને કલિયુગમાં પગ મુકયો ત્યારેજ વેદો પુરાણો શ્રુતિ, સ્મુતિઓ સઘળાં ખટ શાસ્ત્રોનો નિષેધ કરીને રદ બાતલ કર્યાં છે, છતાં તમો તેમાંથીજ દાખલા દલીલો કરો છો. સૈયદસાંઈ મોલા ! તમોને જરાય શરમ નથી આવતી ? શુંકેહું ચાટવાની પડેલી આદત કેમ ટળે ? આનુંજ નામ કુળાંગાર કહેવાય સમજ્યા ?

મીસ્ટર ખાકીજી ! અમો તમારૂં તથા તમારા સતપંથનું ભુંડું બીલકુલ વાંચ્છતા નથી પણ તેનો સાચો અને તદ્દન સાચો અર્થ કરીએ છીએ છતાં તે તમોને વાંકો ( ઉલટો ) દેખાય, કારણ કે સતપંથનો તથા તમારો દીનમાન ફર્યો છે ત્યારેજ તમોને સનાતન સત્ય પણ સમજાતું નથી, અને ખોટા કાવા દાવા કરી કર્મબંધન કરો છો અને અજ્ઞાન અંધશ્રધ્ધાળુ હિંદુઓને વટલાવવાનાં ફોકટ ફાંફાં મારી રહયા  છો પણ સૈયદ સાંઇ મોલા ! હવે એ તમારી નેમ એટલે ધ્યેય સિધ્ધ નહિં થાય એમ ખાત્રીથી માનજો. કારણમાં તમારાજ જલાલશાહી સૈયદ પુંજામીંયા હુસેનમીંયા

અને [illegible]વાળા બીજા ઘણા સૈયદોને તેનું ખરૂં રહસ્ય સમજાયું છે ત્યારથી તેઓ તમારી આ કપટવિદ્યામાંથી હાથ ઉઠાવી લઈ તમારા પુર્વજોએ ચલાવેલા પંથને ખરી રીતે જાહેર કરી રહયા છે તે જુઓ.

તા. ૨૪–૪–૩૫ ના રોજે એક **જાહેર ખબરનો સ્પષ્ટ જવાબ** નામના લેખમાં તમારાજ કુટુંબી જલાલશાહી સૈયદ પુંજામીંયા હુસેનમીંયાએ પીરાણા સતપંથના સ્થાપક સૈયદ પીરોની—તમારા પુર્વજોની—ખરી વંશાવળી આપીને ખરો ખુલાસો બહાર પાડી તમારા ખોટા દંભી પરપોટાને ફોડી નાખ્યો છે, તેઓ એમ સ્પષ્ટ જાહેર કરે છે કે:—ઇસ્લામ ધર્મના બોતેર ફિરકાઓના જુદા જુદા ઇમામો હોવા ઉપરાંત પીરાણા સતપંથના ચાલીશ ઇમામોનાં નામો આપ્યા પછી પીરાણા સતપંથના પીરો ઇમામ ઈસ્માઈલ શાહથી પીરોની વંશાવળીનાં નામો આપ્યાં છે, જે નીચે મુજબ છે:—

| | | | |
|---|---|---|---|
| ૧. | સૈયદપીર ઇસ્માઈલ શા | ૧૭. | સૈયદપીર મોયબ |
| ૨. | ,, નુરમહમદ શા | ૧૮. | ,, મુસ્તાક |
| ૩. | ,, ઇમામોદીન | ૧૯. | ,, મહીમોદીન |
| ૪. | ,, મુસાફરદીન | ૨૦. | ,, મોમન શા |
| ૫. | ,, મનસુરદીન | ૨૧. | ,, ખાલક શા |
| ૬. | ,, ગાલેબદીન | ૨૨. | ,, પીર નિજાર શા |
| ૭. | ,, જમાલદીન | ૨૩. | ,, ઈસ્લામ શા |
| ૮. | ,, સાદકદીન | ૨૪. | ,, ઈસ્લામ શા હાદી |
| ૯. | ,, મહેરદીન | ૨૫. | ,, સમસદીન એરાકી |
| ૧૦. | ,, સાલેદીન | ૨૬. | ,, નસીરદીન |
| ૧૧. | ,, હાદી | ૨૭. | ,, સાહેરદીન |
| ૧૨. | ,, ફાજલ શા | ૨૮. | ,, સદરદીન |
| ૧૩. | ,, અહમદ શા | ૨૯. | ,, કબીરદીન |
| ૧૪. | ,, મહમદ શા | ૩૦. | ,, સતગોર પાત્ર બ્રહમા |
| ૧૫. | ,, નાસર શા | ૩૧. | હજરતપીર ઈમામશાહ સુત |
| ૧૬. | ,, મુસાયક | | હજરતપીર નરઅલી મહમદ શા |

ઉપર મુજબ એકત્રીસ નામ સુધીની તમારા પીરાણા સતપંથના સ્થાપક સૈયદપીરોની ખરી ઉત્પતિનો ઇતિહાસ બતાવેલ છે, છતાં તમો હરિવંશના હોશિલા તમો મનમાનતી ઉત્પતિ (વંશાવળી) ઉપજાવી કાઢો અને હરિવંશમાં ઘુસવાના ફાંફાં મારો છો તે સર્વ ફોકટ છે અને વધારામાં પીરાણા સતપંથ દીને મહમદી છે તેના અનેક પુરાવા રજુ કરતાં તેઓ કહે છે કે:—

**સતપંથ સાચાદીન છે મત ભુલો ગમાર,**
**જુઠી બાત લે જાયગી, દોઝખને દવાર.**

પીરાણા સતપંથનો ઝઘડો કોરટે ગયેલો તેનો ફેંસલો તા. ૧૯–૬–૧૯૧૯ ના સુરતના મહેરબાન ફસ્ટ ક્લાસ સબજજ સાહેબની કોર્ટમાં અપાયો તેમાં પીરાણા સતપંથ ધર્મ મુસલમાની ઠર્યો તે શિવાય જલગામ પુર્વખાનદેશમાં તોતારામ બંધુ મહાજને તેની જાતના આગેવાનો સામે બદનક્ષીનો દાવો નંબર ૪૯૬ વાળો સને ૧૯૨૪ માં માંડેલો તેનો ફેંસલો જલગામના ફસ્ટ ક્લાસ સબજજ સાહેબ મીસ્ટર ખારકર સાહેબે આપેલો તેના ઉપરથી ટાઈમ્સ ઓફ ઈન્ડિયામાં છપાયેલ કે:—

"પીરાણા સતપંથ ધર્મ ઇસ્લામના બોંતેર ફિરકાઓ માંહેલો એક ફિરકો છે" તેમજ સાંજ વર્તમાન પેપરમાં, તા. ૨૨ આકટોબર સને ૧૯૨૭ ના પાને ૨૧ માં લખેલું છે કે:—પીરાણા સતપંથ ધર્મ હિંદુધર્મથી બહાર છે, અને મુસલમાની ધર્મનો એક પેટા વિભાગ છે, તેમજ કેળવણી ખાતામાંથી નીકળતું માસિક નામે 'બુધ્ધિ પ્રકાશ' નંબર $\frac{૧૭૩}{૧૯}$ પુસ્તક ૧૮ મું પ્રગટ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સંવત ૧૯૨૭,૨૮ સને ૧૯૭૧ ના જાન્યુઆરીથી ડિસેમ્બર સુધી, તેમાં પણ તે મુજબ લખેલું છે તેમ સદરહુ દરગાહની ગાદીના મુજાવર કાકા નથુ સામજીએ પણ અમદાવાદ કોર્ટમાં આપેલી જુબાની સને ૧૯૭૪ ના નં. $\frac{૧૭૩}{૨૦}$ નં. ૧૩૨ સને ૧૮૭૪ ની જુબાની તા. ૭ મી ડિસેમ્બરમાં પણ ચોખ્ખું બતાવી આપ્યું છે કે:—ધર્મ મુસલમાની છે તેમજ બીજા મુજાવર કાકા કરમસી નથુએ જાહેર ખબર છપાવેલી છે તેમાંથી પણ સાબીત છે કે સદરહુ ધર્મ મુસલમાની છે તે સિવાય અમદાવાદની સ્મોલ કોઝ કોર્ટના મુકરદમા નંબર ૪૧૪૪ સને ૧૮૮૧ ના તા. ૨૯–૪–૧૮૮૧ ના રોજે મહેરબાન જજ સાહેબ મી. ખરશેદજી સાહેબે આપેલ જજમેન્ટમાંથી પણ સાબિત છે અને તે શિવાય ઘણા પુરાવા છે બાદશાહી ફરમાન, પરમાના, સનદો સુજરો વિગેરે ઘણીક સાબિતીઓ માટે દાખલા છે, તેમજ પીરાણાની દરગાહ અને તેના કમ્પાઉન્ડમાં કબ્રસ્તાન છે, મોટી મસ્જીદ છે, ઈમામખાનું છે તેમ બીજી દરગાહો છે. તે સિવાય કોઈપણ હિંદુ ધર્મનું મંદીર કે હિંદુઓનું કોઈ સ્થાન કે મૂર્તિઓ નથી તે બધી દુનિયા આગળ મોજુદ છે. પરંતુ તે મુકરેલા છે. (તમારા જેવા ખાકીજી) તે ગમે તેમ કહે તેમાં કાંઈ દહાડો વળે નહિં. વધારામાં જે તમો સાચા હો તો "હિંદુસ્થાનમાં જે વખણાતા હોય તેવા પંડિતો બોલાવીને અમદાવાદમાં અથવા બીજે ઠેકાણે એક સભા કરીને પીરાણા સતપંથ ધર્મને હિંદુ ધર્મ છે તેનું સાબીત કરી આપો છો ? તમને રૂા. ૫૦૦૧) અંકે પાંચ હજાર એકનું ઇનામ આપવામાં આવશે." એવી પીરાણા સતપંથ ધર્મના બેરખાં હરિવંશના હાંશિલા સૈયદ ખાકીજી પુંજામીયા હુસેન મીયાંએ કરેલી ચેલેન્જને તમો સતપંથની નિંદા



 

કરો છે કે પ્રશંશા ? તેનો ખુલાસો જરૂર કરજો. નહી તો તમો જુદા, તમારો સતપંથ જુદો અને જુદી તમારી બધી વાત છે. એમ અમો માનીએ છીએ અને હવે પછી દુનિયાના સર્વ લોકો માનતા થશે. માટે ખુલાસો જરૂર કરજો; અને તે ખુલાસો તમારા પીરાણા સતપંથના સિધ્ધાંતે તેના શાસ્ત્રોમાંથીજ કરશો જેમ અમો તમારા પિરાણા સતપંથી શાસ્ત્રોના આધારે વિરોધ કરીએ છીએ તેમ તમારે પણ તેનાજ આધારે તેને હિંદુ ધર્મ છે તેમ ઠરાવવું. નહિતો નકામા ટાયલાંટપલાં કરીને અમારો અને તમારો ટાઈમ બરબાદ કરશો નહિ. કદાચ તમોને વધારે વિચારોની ગોઠવણી કરવા જતાં કયાંક પાગલખાનાનો આશરો લેવો ન પડે. તેનો ખ્યાલ રાખજો સૈયદ સાંઈ મૌલા !



મિસ્ટર ખાકીજી ! જુના પ્રસંગોને પુનઃ ઉચ્ચારી તાજા કરવામાં તમો શું ફાયદો મેળવશો ? તમારા પ્રતિધ્વનિનો ખુલાસો 'પ્રતિધ્વનિના પડકાર'માં શ્રી નારાયણજી રામજીએ જડબાતોડ જવાબથી આપેલો હોવા છતાં હજુ કાંઈક તમોને વધારે સાંભળવા હોંશ હોય એમ દેખાય છે તો સાંભળો.

હરીવંશના હોંશીલા ખાકીજી ! અમો તથા અમારૂં મંડળ તમારી સાથે તમારા બાપદાદાઓના ફળદ્રુપ ભેજાઓમાંથી ઉપજાવી કાઢેલા કલ્પીત પીરાણા સત-પંથના શાસ્ત્રો અને સિધ્ધાંતો સંબંધે ખુલાસો કરવાની વાત કરીએ છીએ ત્યારે તમો તે વાતને અધર ઉડાવી દઇ આડીઅવળી વાતો કરી વેદો પુરાણો સ્મૃતીઓની વાતો કરો છો. શાબાસ ! ખાકીજી, છટકવાની કળા તો ઠીક શીખ્યા લાગો છો ખાકીજી ! હજુ પણ તમોને ફરીથી યાદ આપી ચેતાવું છું કે તમારી સાથે અમોને પીરાણા સતપંથના સિધ્ધાંત અને ભેળસેળીનોજ વાંધો છે માટે મહેરબાની કરીને તમો તમારા પીરાણા સતપંથનીજ વાત કરો, તેના પ્રપંચનીજ વાત કરો. તેના સ્વાર્થી સિધ્ધાંતનીજ વાત કરો. તેના ખોટાપણાનીજ વાત કરો. તેની કુટિલતાનીજ વાત કરો. તે સિવાય બીજા કોઈ શાસ્ત્ર કે ધર્મના માટે અમોને વાંધો નથી. ફકત તમારા ઉપજાવી કાઢેલા કપોળકલ્પિત અર્ધદગ્ધ પીરાણા સતપંથના હિંદુ ધર્મ તરીકેના પ્રચાર સામેજ અમોને વાંધો છે. અને એ તમારા ભાડુતિ સિધ્ધાંતો સામેજ અમારો વાદવિવાદ છે. માટે એ તમારા ભાડુતી સિધ્ધાંતના સતપંથી શાસ્ત્રો માંહેથીજ દલીલ કરો; બચાવ કરો; બીજા કોઇ ધર્મના સિધ્ધાંતને અંદર ન ભેળતાં અળગે રાખીને તમારા પોતાનાજ—સતપંથના શાસ્ત્રોમાંથીજ વાત કરો. તમારા બીજા કોઈ દાખલા દલીલની જરૂર નથી.



વહાલા મિત્ર ! આને અદેખાઈ કહો, નિંદાખોરી કહો, કે પછી રાવણ-શાહીના નાચ કહો કે દૈત્યકાળિંગાની જમાત માંહેના માનો એ તમારી લાયકાત અને બુધ્ધિ પ્રમાણે ગમે તે કહો તેની અમોને લેશમાત્ર પણ પરવા નથી. માત્ર

અફસોસ એટલોજ છે કે—તમો તમારા દાદા પરદાદાએ ઉપજાવી કાઢેલા પીરાણા સતપંથના શાસ્ત્રો અને સિધ્ધાંતોને કોરાણે મુકી પારકા ઘરમાં ઘુસવાનું વધારે પસંદ કરો છો એટલા ઉપરથીજ તમારા પુર્વજોના ખરા વારસદાર હોવાની લાયકાતમાં પણ શંકા આવે છે.



મિસ્ટર ખાકીજી ! સતપંથીઓને અમારા લેખો વાંચવામાં જરૂર કંટાળો આવતોજ હશે. અને નારાયણભાઈનું નામ સાંભળી આમ એકાએક ભડકોછો શા માટે ? તેમના સ્વર્ગવાસથી તમોને ઘણોજ આનંદ થયો હોય તેમ લાગે છે. અને વધારામાં તમોએ છુટકારાનો દમ ખેંચ્યો હોય એમ તમારી લેખાવટ ઉપરથીજ જણાય છે. પણ હરીવંશના હોંશિલા સૈયદ ખાકી ! આજે કચ્છ કડવા પાટિદાર જ્ઞાતિમાંહેથી એક નારાયણ રામજી જતાં અનેક નારાયણ રામજી પેદા થઈ ચુકયા છે. માટે તમારા જેવા દાંભીકોને તથા તમારા પીરાણા સતપંથી ધતિંગને ફરીફામ બેસવા નહી દે તે નકકી માનજો. તમારા સતપંથી સમુદાયમાં ભણેલાગણેલા ડાહ્યા પુરૂષો કેટલા છે તેની તમારે ચોપડે નોંધ જરૂર હશે. પણ મારા ધારવા પ્રમાણે તો સતપંથી સમુદાયમાં એક તમો અને બીજા તમારા મુરીદ મીસ્ટર **કાનજી રતના ધોળુ** અને મેહેંદી પુરાવાળા એકાદ બીજા મુરીદ સિવાય બીજો કોઈ દોઢ ડાહયો સતપંથી સમુદાય છે કોણ ? કે જેઓ અમારા નકામા લેખોનાં ટાયલાં વાંચીને ચોસો પાડી ઉઠયા ? અને તેની અસહ્ય આંતરિક વેદનામાં પોતાનું ભાન ભુલિ, સૈયદ સાંઈ મૌલા યદ્વાતદ્વાનો બકવાદ કરવા મંડી પડ્યા ? અને રાંડીરાંડના જેમ શ્રાપ દેવા મંડી પડ્યા ? નારાયણ રામજીના હાલ થયા તેવા હાલ અમારા થશે ? વાહ ! કેવી સરસ દલીલ શોધી કાઢી ખાકીજી ! પણ જે હાલ અત્યારે તમારા થઈ રહ્યા છે તે જગત પોતાની આખે જોઈ રહ્યું છે તમારા પેટની બળતરા હું બરોબર સમજું છું. પણ તમારી નાલાયકીજ તેમાં કારણભુત છે. પેટનો ખાડો ભરવા ખાતર કાવાદાવા અને પ્રપંચોથી અળગા રહો ખાકીજી, તમારા હાથના અનેક કાગળો અમારા પાસે મોજુદ છે પણ તેનો દુરૂપયોગ ન કરવો એમ અમારૂં માનવું છે. અને તમારા અર્ધદગ્ધ પીરાણા સતપંથને હિંદુપણાના થીગડા દેવાના પેતરામાં અમોને સામેલ કરવા માટેના તમારા પ્રયત્નો કાંઈ ઓછા ન હતા. સને ૧૯૧૬ ની સાલમાં એક મંડળ (સતપંથી મંડલ) ઉભું કરી તેમા તમારા હાથના રમકડાં તરીકે અમારો ઉપયોગ કરવાના તમારા પ્રયત્નો કયાં ઓછા હતા ? તે બાબતના તમારા કાગળો અમારી ફાઈલમાં મોજુદ છે. પણ તમો જયાં સુધી હદ ઓળંગીને આગળ ન વધો ત્યાં સુધી અમારા હાથે અમોં પહેલ નહિં કરીએ. પણ ખાકીજી ! તમારા મુરીદમંડળનો અને સતપંથનો ખોટો બચાવ કરવા જતાં પોતાનું ભાન ભુલી નીતિશાસ્ત્રનું એક પગથીયું નીચે ઉતરી ગયા છો તેનું તમોને જરાજેટલુંએ ભાન હોય એમ બીલકુલ લાગતું નથી. કારણ કે અમોને કુળાંગાર કહો ભાંડ ભવય્યા કહો કે તેના નાચ કહો, એ તમારી પોતાનીજ ખાનદાની પુરવાર કરી રહ્યા છો.

See how Paval is made from Nur/Ami/Paval ni goli



પીરાણા સતપંથના અર્ધદગ્ધ કલમા અને દાવાઓમાં ફરમાનજી બિસ્સમિલ્લાહ, હર્રહેમાન નર્રહીમ અને લાયેઈલ્લા ઈલ્લલ્લાહો મહમ્મદુર રસ્સુલીલ્લાહોના કલ્માઓ અને ગતગંગા અને જમલી જમાતમાં મસાણી માટીની નુરની (અમીની) ગોળીના પાવળના પ્રભાવનો મહિમા લખવામાં નીતિ અને સત્યને પડખે મુકી દઈ નર્યું જુઠાણું કેટલો ટાઈમ આગળ ચલાવી શકશો ? મિસ્ટર ખાકીજી ! અમારા દાદા વસ્તા ભાભાને પોતાનો મરણકાળ સુઝી આવ્યો હતો તે વાત અમોને શિરોમાન્ય છે. સુતરનો દડો કરી રાખ્યો, ત્રગડીનાં લાકડાં લાવી રાખ્યાં, હેતુમિત્રોને મરણકાળની વાત કરી એ ચોકસ વાત છે પણ 'માનકુવા ગામના મુકામમાં (કબ્રસ્તાનમાં) પોતાની કબરનો ખાડો ખોદવા ગયા તેને ખોદી તેમાં સુઈ જોયું, વાટે આવતાં જતાં માણસોએ પુછ્યું કોનો ખાડો ખોદો છો ? તેના જવાબમાં ખોદનારનોજ ખોદું છું કહ્યું એ વાત કોઈ રીતે ખરી નથી, તેમ ખરી માની શકાય કે મનાવી શકાય તેમ છેજ નહિં એ તમારી બુધ્ધિનું ચોખ્ખે ચોખ્ખું દેવાળું છે. કદાચ તમોએ અમારૂં ખોટું દેખાડવાની ખાતર તમારા સાગ્રીત મુરીદ કાનજીભાઈ રતના ધોળુની સલાહથી લખ્યું હશે, પણ તેમાં તમો ખતાજ ખાઈ ગયા છો. તેમાં તમારૂં અને તમારા સતપંથનું નર્યું જુઠાણુંજ સાબીત કરી ચુકયા છો; અને તેવા દ્વેષભાવી પુરૂષોને કુદરત ભુલાવે છે. અમારૂં અહિત કરવા તમોએ ધાર્યું હશે તેના કરતાં તમારૂં પોતાનું વધારે અહિત અને બુરૂં થયું છે. ઇર્ષામાં અને અહંકારમાં અંધ બની ગમે તેમ ભસતાં તમોને લેશ માત્ર પણ શરમ આવી નથી અમારા દાદા વસ્તા ભાભાને પોતાનો મરણકાળ સુઝી આવ્યો હતો એ તેમની નિખાલસતા, સત્યનિષ્ઠા, નિરાભિમાનપણું અને ખરા અંતઃકરણની આત્મશ્રધ્ધાનોજ પ્રભાવ હતો તેમાં તમારા પીરાણા સતપંથનો કે તેની નુરની ગોળીના પાવળનો પ્રતાપ બીલકુલ ન હતો. કારણ કે જો સદરહુ સતપંથ અને તેની નુરની ગોળીના પાવળનો પ્રતાપ હોત તો મિસ્ટર ખાકીજી, તમારા જુના મિત્ર અને સલાહકાર પેથાભાઇ રામજી ધોળુ માનકુવાવાળા પીરાણા સતપંથ ધર્મના પાકા અભ્યાસી–જ્ઞાતા, પરમ ઉપાસક અને તમારા હઝરતપીર સતગોર પાત્ર બ્રહમા આદવિશ્વ ઈમામશાહના સાક્ષાત્કાર પામેલા પરમ ભકત અને મસાણી માટીની નુરની ગોળીના પાવળને દિવસમાં પાંચ વખત પીનાર સમય સમયના સેજંદા અને વખત વખતની મિજલસોમાં બેસવાનો હક્ક પ્રાપ્ત કરી ચુકેલા ઉચ્ચ કોટિના સતપંથી જીવ, બિમાર પડયા એટલે હોસ્પીતાલમાં ગયા ત્યાંથી ઘેર જતાં રસ્તે ચાલતાંજ દેહકાળને પામ્યા. તો પછી એવા ઉચ્ચ કોટીના સતપંથી જીવને પોતાના મરણકાળની સુઝ આગળથી કેમ ન પડી ? ત્યારે તમારો એ અર્ધદગ્ધ સતપંથનો પ્રતાપ કયાં આથમી ગયો હતો ?



દિલોજન દોસ્ત, બોલો બોલો જનાબ ખાકીજી ! તમો પોતે હજરત પીર ઈમામશાહના અવતારનો દાવો કરનાર અને શ્રી નિષ્કલંકી નારાયણની ભાળ કરનાર, મહાન ભવિષ્ય વેતા, સતપંથી સમાજના સ્થાપક, તમારા પોતાના જીવન કાળની ભાળ ભાખી નાખો યાને તમારા મુરીદ મંડળ અને સતપંથી સમાજના ઉપર

ઉપકારની દૃષ્ટીએ ભવિષ્યવાણી ભસી નાખો ને કે કઈ સંવતમાં, કયા માસે, કયા દિવસે, કયા ચોઘડીએ આપ સાહેબ જામો પસારસો ? આપની સ્વારી જનાનામાં સિધાવશે કે સદેહે ભિસ્તમાં પધારશો ? એ મહાન ભવિષ્યવાણી આગળથી ભાંખી મુકો તો તમારા હાથે વટલેલા અર્ધદગ્ધ તમારા ઘણા મોટા મુરીદ મંડલને કચ્છ, ભાવનગર; સુરત વિગેરે દુરદુરના દેશોમાંહેથી એજ તારીખે તમારી હજુરમાં હાજર રહેવાનું બની શકે અને આપના છેલા દેદારના દરશનનો લાભ-સ્વાભ મેળવી શકે. માટે તે આગળથી પ્રસીધ કરજો. નહિતો ચુપ રહો મિસ્ટર ખાકીજી, હજુ અઢારમીસદીનો દોર તમોને છોડવો ગમતો નથી લાગતો, એ ત્રણ દાયકા પહેલાની દુનિયાપર તમારી ઘરડી આખો ચોંટી રહી લાગે છે, તમારી એ આંખો ગાઢ અંધકારની રસિયણ બની ગઈ લાગે છે, માટેજ આજ આવાં જાગતા જમાનામાં ધતીંગો ચલાવવાનું ઝેર તમારા માનસમાં ઓતપ્રોત થયું છે. એટલે તમારા માનવ જીવનને આજની અમારી સ્પષ્ટ વાતોના અમૃત જેવા આલ્હાદક વાકયો કયાંથી ગમે ? નજ ગમે.

વરસોથી અરે જન્મથીજ જે દુનિયામાં જીવ્યા છો તે દુનિયા એકાએક તુટવાની ( રસાતળ જવાની ) કલ્પના માત્ર આવતાં એ બાકળા બની પોતાનું ભાન ભુલી જાય તે સ્વાભાવિક છે, તેથી તમોને એટલોએ ખ્યાલ કે સમજ રહી નથી લાગતી કે આ હિન્દુ ધર્મ તરીકે ચાલતા પીરાણા સતપંથના ધતીંગના આગેવાન બની બેઠા છો: તેમાં તમો પોતે કઈ જાતના છો ? તમારા બાપ દાદા કોણ જાતના હતા ? જો તમો હિંદુ હો તો તમારા હિંદુત્વપણા માટે તમારી પાસે શો પુરાવો છે ? અને તમો મુસલમાન હો કે જે તમે છોજ તો પછી હિંદુ ધર્મનો પ્રચાર કરીને તમો પોતેજ વર્ણસંકરતા ઉભી નથી કરતા ? મિસ્ટર ખાકીજી ! એ હિસાબે તમારી જાત અને ધર્મમાં વર્ણસંકરતા પ્રવેશે છે અને તમો મુસલમાન હોવાથી હિંદુ ધર્મના કોઈપણ કાર્ય કે પ્રચારમાં ભાગ લેવાનો તમને અધીકારજ રહેતા નથી. તો તમે હિંદુ ધર્મ ચલાવવાનો દાવો કેવી રીતે કરી શકો છો ? કયા વેદ શાસ્ત્રની આજ્ઞાથી ? કઈ લાયકાતથી કે પછી પાપી પેટનો ખાડો ભરવા ખાતર ખોટા પ્રચાર કરી પીરાણા સતપંથ મુસલમાની ધર્મ હોવા છતા તેનો હિંદુ ધર્મ છે એવો ઉંધો પ્રચાર કરો છો ? આ તમારા ખોટા કાવાદાવા અમારા ખ્યાલથી જરાએ બહાર નથી

મિસ્ટર ખાકીજી ! અમારા પિતાશ્રીએ પીરાણાના લહીયા લલ્લુભાઈ દેવજી પાસેથી પૈસા ખરચી શાસ્ત્રો લખાવ્યાં તેમજ તમારી પાસેથી તમારા પ્રસિધ્ધ કરેલાં બધાં પુસ્તકો પૈસા આપીને વેંચાતાં લીધાં, તેમાં તમોએ કઈ નવીન વાત છાપીને બહાર પાડી ? અમો તો એથીયે આગળ વધીને વધારે કહીએ છીએ કે તમારા એ કલ્પિત અર્ધદગ્ધ પીરાણા સતપંથના દરેકે દરેક વહેવારમાં, કામમાં, વહીવટમાં તથા ધર્મના સિધ્ધાંતો-ક્રિયાઓમાં સામેલ રહી, ઉંડો અભ્યાસ કરી પુર્ણ  લીધો અને તમારી ખાનગી નોંધની ડાયરી તપાસી તમારી અંતિમ ધ્યેયની ( મુસલમાન બનાવવાની નીચ યુકિત જાણ્યા પછી ) પૂર્ણ માહિતી કર્યા પછીજ ચોકસ થયું કે આ સતપંથ જેવા સુધરેલા નામ નીચે પોતાની નાત, જાત, અને હિંદુ ધર્મકર્મ,

આચાર વિચાર, સર્વ ખોઈ આખરે મુસલમાન થવાનું છે, અને અત્યારે જ્યાં સુધી અર્ધદગ્ધ (મુમના) સ્થિતિમાં રહેવાનું છે ત્યાંસુધી, સનાતન શાસ્ત્રોમાંથી ચોરાવેલી વાતો અને કુરાને શરીફમાંથી ઉપાડેલા કલમાઓ અને ફરમાનજી બિસ્સમિલ્લાહ અને કબ્રસ્તાનની કબરો સાથે માંથા ફોડવાં અને વધારામાં તમારા સતપંથી ધતિંગને નિભાવવા સારૂ દશોંદ વિશોંદના (ટેક્ષ) લાગા ભરવા સિવાય બીજું કોઈ નવું તત્વ જોવામાં ન આવ્યું. અને અનુભવે એમ સમજાયું કે વરસો પહેલાંના સનાતન હિંદુધર્મની વિશાળતાનો ખોટો લાભ લઈ આદરેલી સનાતન ધર્મની ભારોભાર નિંદા,



પગલે પગલે ચોરી, જુઠાણું અને અદેખાઈ સિવાય બીજું કશુંએ નજરે નહિ ચડે. તેમજ તમારો સતપંથ ડગલેને પગલે જુઠું બોલતાંજ શિખવાડે છે. તેના નમુનારૂપ જુઓ નખત્રાણા કોર્ટમાં કમીશનની સંવત ૧૯૯૦ ના શ્રાવણ વદિ ૧૦ ને બુધવારના દિવસે જુબાનીઓ લેવાણી, તેમાં તમારા સતપંથ માનનારાઓમાં ખાસ અગત્યની વ્યકિતઓ–સતપંથના જ્ઞાતા જાણકાર અને સતપંથને બરોબર સમજીને અમલમાં મૂકનાર સતપંથના સ્થંભરૂપ–જેવા કે અરજણ ડાહયા ખોંભડી, અરજણ વાલજી નાગપીરી, સિવદાસ હીરજી વિથોણ, ખીમા જીવા સાંયરા, હીરજી ખીમા મગવાણા-વાળાએ તથા તમારા હજરત પીર ઈમામશાહની ગાદીના મુજાવર કાકા લખમણ કરમસિંહે અમદાવાદની કોર્ટમાં આપેલ જુબાનીઓમાં ભારોભાર અસત્ય અને ધૂમ ખોટું બોલીને પોતાની નાલાયકીઓજ પૂરવાર કરી છે. સાચા સતપંથી તરીકે અને એક સંપ્રદાયની ગાદીના મુજાવર થઇને પોતાનો ધર્મ શું છે અને તેમાં શું આચાર વિચાર પાળવાના છે તેનો ખબર નથી એમ કહેવું તેને તમો શું સતપંથનું સત્ય કહો છો ?

મિસ્ટર ખાકીજી ! તે સિવાય આજે અત્યારે તમારા સૂરતમાં સૂરત સતપંથી મુમનાને કોઇ બીજો અન્ય નાતવાળો પૂછે કે તમો કેવા છો ? કોને માનો છો ! તેના જવાબમાં તદ્દન જુદોજ ઉત્તર આપવામાં તમારા મુરીદો ધર્મ માની રહયા છે અને તમો મનાવી રહયાછો તેનેજ સૈયદ સાંઈ મોલા વર્ણસંકરતા કહેવાય, જે સંપ્રદાયના સમૂહમાં પોતાના ધર્મનું સાચું રહસ્ય સમજાવવા જેટલુંય સત્ય ન હોય તેને શેની ઉપમા આપવી તે તમેજ કહો ? ? ?

મિસ્ટર ખાકીજી ? કાનજી રતના ધોળુના બારામાં તમો બખાડા પાડવાનું કહો છો એ તમારી દ્વેષ બુધ્ધિનુંજ પરિણામ છે એઓ જે કાર્ય કરી રહયા છે તેના અમોએ સાચો અને સિધો અર્થ કર્યો છે, પણ તમોને તે વાત જરૂર ઉલટી સમજાય. કારણકે તેમાં તમારો સાધો સ્વાર્થ રહેલો છે, માટે તે અર્થ તમોને તમારી સ્વાર્થ-બુધ્ધિએ જુદોજ જણાય તેમાં અમો શું કરીએ ? વળી તમો આગળ લખોછો કે કાનજીભાઈએ "તે વાત જનતા સનમુખ કરી હશે તે પડદામાં બેસી નહિં કરી હોય" એ વાતનોજ અમોને વાંધો આવ્યો કાનજીભાઈ તેના ઘરમાં બેસીને નમાજ પડે- રોજા રાખે, કુરાન શરીફ ભણે કે સુન્નત બેસે અથવા તમારૂં એઠું ખાઈ વટલે તેની અમોને જરા જેટલીએ ઈર્ષા કે વાંધો નથી પણ અમારા ભોળા અને

અજ્ઞાન જ્ઞાતિ ભાઈઓને તમારા હાથનાં રમકડાં બનાવી ખુલી રીતે ઉપદેશક તરીકે ઉપદેશ કરવા નીકળી પડયા તેનોજ અમોને વાંધો નડયો સમજ્યા ! તમારા હાથે વટલી, વર્ણસંકર બની, જાત ખોઈ બેઠેલા મામદા મુરીદ બની કાનજીભાઈ જેવી એકાદ બે વ્યકિતઓ નબી રસુલ જપે, મહમ્મદ મહમ્મદ જપે કે પીરસાહના પાઠ ભણે અથવા દુલ્લદુલ્લ ઘોડાના સ્વાર થવાની અભિલાષાએ ન કરવાનાં કૃત્યો કરી બેસે, તેના માટે કાંઈ અમારી કચ્છની આખી જ્ઞાતિ જવાબદાર નથી.

મિસ્ટર ખાકીજી ! અમો ચોક્કસપણે માનીએ છીએ કે તમો સાચા જુઠાનો વાદ કરવાને લાયકજ નથી. એમજ અમારૂં કહેવાનું છે. સયદ સાંઈ મોલા ! તમારા બાપદાદાઓએ હિન્દુઓને વટલાવી પોતાના હથિયાર બનાવ્યા તેમાંથી એકાદ કોઈ ભણેલ ગણેલ વ્યકિતના હાથે હિન્દુ શાસ્ત્રોમાંહેથી ચોરીઓ કરાવી જુદાં શાસ્ત્રો બનાવી આપ્યાં ત્યારે, ભેળસેળીઓ કચરો ભેગો કરીને એ પંથ ઉભો કર્યો હોવાથી તેઓ તો બિચારા પ્રથમથીજ સમજતા હતા કે, ભવિષ્યમાં અમારી ચોરી કરવાની ચતુરાઈ ખુલ્લી પડી જશે ને ત્યારે તેનો પાકો વિરોધ ઉભો થશે. તેના પુરાવા તરીકે તમારા બાપદાદાઓ બિચારા પોતેજ પોતાના મોઢે ભસી મર્યા છે. (તમારૂંજ આ વાકય છે તે તમોને મુબારક હો) કે **આખરે અદી મુમન રહેશે.** આ તેમની નબળાઈને તમો આગમવાણી કહો કે નામોશી કહો અથવા સતપંથનો મહિમા કહો તમોને જે યોગ્ય લાગે તે ઉપમા આપો. પણ ખાકીજી ! હવે તમારી એ ચતુરાઈ કે ચાલાકી આ વીસમીસદીના જાગતા જમાનામાં તદ્દન નાકામીઆબ પુરવાર થઈ ચુકેલ છે. માટે તેનાથી અળગા રહો તો સારૂં.

મિસ્ટર ખાકીજી ! વહાલા મિત્રોના વિશેષણો લગાડી તમોએ તમારી જાત ચોકખી કરી બતાવી છે, પણ તેથી આગળ તમારી મિત્રતા કરીને જે મેળવ્યું હતું તે સર્વ નકામું ગયું ! તમારા જેવા મિત્રદ્રોહી માણસના સંસર્ગથી પરમાત્માની પ્રેરણાએ અમો તમારાથી જલદી છૂટા પડયા એજ અમારા અહોભાગ્ય. પણ તમો જે અમારાથી જાણકાર હતા એવો જે ફાંકો ધરાવો છો એ વાત તદ્દન ગલત છે. તમો તો બીલકુલ અંધારામાં હતા પણ અમોએ તમને સને ૧૯૨૭ ના સપ્ટેમ્બર માસની ૩ જી તારીખે એક પત્ર લખી ચેતાવ્યા હતા. એવી રીતે અમોએ અમારો મિત્ર ધર્મ બજાવ્યો, પણ તમોએ તો આજે તમારી પોતાની ખાનદાની ચોકખી રીતે બતાવી આપી. શાબાશ. મિત્ર સાંઈ મૌલા !

મિસ્ટર ખાકીજી ! પૂ. મહાત્મા ગાંધીજીના સિધ્ધાંતે કચ્છમાં તો શું પણ આખા ભારતવર્ષમાં ઢેઢ, ભંગી, બ્રાહમણ, વાણીયા, દરેક કોમો ભાઈબંધ હિન્દુઓ છે અને તે હમેશના માટે હિન્દુઓ રહેવાના, પણ તમારા અર્ધદગ્ધ પીરાણા સતપંથના સિધ્ધાંતે-તમો સૈયદોની હરામખોરીએ-અનેક હિંદુ કોમોને વટલાવી મુસલમાન કરવાના પ્રયત્ને ભેળીસાળો કર્યો છે તેનોજ અમોને વાંધો છે એ વાતને તમો ગમે તે કહો, ઈર્ષા કહો, અદેખાઈ કહો અને આંધાપો કહો, જેમ તમોને તમારો, ગુણચોર સતપંથ શિખવાડે એમ તમારી ખાનદાની બતાવો, પણ

એ વાતમાં અમોને વાંધો છે અને તે હમેશાં રહેવાનો. ખાકીજી ! અંધાપાનાં ચશ્માં તો તમોનેજ લાગુ પડયાં છે, જેનાથી સનાતન સત્ય પણ જોઇ શકાતું નથી અને સમજી શકાતું નથી અને વધારામાં હળાહળ જુઠું બકો છો અને પ્રતિપાદન કરી રહ્યા છો 'કે વેદો, પુરાણો અને શ્રુતિ, સ્મૃતિઓ કહે છે' તેમાં અમોને જરા જેટલોએ વાંધો નથી. ભલે ! નિષ્કલંકી અવતાર થાય અને તે મ્લેચ્છ (યવન) થાય તેનોએ અમને વાંધો નથી, પણ તે યવનોમાં નિષ્કલંકી અવતારની તમારા હજરત પીર ઈમામશાહની ઉપર છાપ છે ? અને તેઓજ પાત્ર બ્રહ્મા આદ વિશ્નવનો ટ્રેડ માર્ક મેળવી આવ્યા છે ? અને તેના અમો સીધા વારસદાર (હુસેની બ્રાહમણ) હરિવંશી છીએ એમ જે તમો કહો છો અને પ્રતિપાદન કરી રહ્યા છો તે વાતનો અમોને સખત વાંધો છે, સમજ્યા સાંઈ મૌલા ?

મિસ્ટર ખાકીજી ! અમદાવાદવાળા હરેરામ બ્રહ્મરૂષિએ **સતયુગ દર્શનમ્** નામની બુક પ્રસિધ્ધ કરી છે તે તથા બીજા લેખો પણ વાંચી જોયા છે, જરાય ઊંઘ્યા નથી, બરોબર જાગ્રત અવસ્થામાં ખૂબ હોશિયારીથી વાચ્યું છે અને હજુ પણ લખું છું કે તમારા હજરત પીર ઈમામશાહનો કયાંયે નિષ્કલંકી અવતાર તરીકેનો તેમાં ઉલ્લેખ નથી. તેમજ તમારા સતપંથનો નંબર પણ ઉડાવી દીધો છે તેમણે તો તમારી કોઈ વંશાવળીને માન્ય રાખી નથી. પણ તેઓ તો 'પૂર્વ દિશામાં સામ્ભલ દેશમાં શ્રી નિષ્કલંકી મહારાજનો જન્મ થઈ ચુકયો છે' એમ સ્પષ્ટ જાહેર કરે છે એટલે સૈયદ સાંઈ મૌલા ! હરિવંશના હોંશિલા ! તમો તો રઝળીજ પડયા લાગો છો ! તમેને સમજ ન પડી હોય તો ફરીથી વાંચી જોશો. મિત્ર, હું તમોને તમારી ભુલ સમજાવી મારો મિત્રધર્મ અદા કરૂં છું. બાકી તમો અજ્ઞાનતાએ અંધ બની તમારા અભણ-અંધ શ્રધ્ધાળુ અજ્ઞાન મુરીદ મંડળને ગમે તે નક્કી કરાવ્યું હશે, ભરમાવ્યા હશે, છેતર્યા હશે. અને વધારામાં દશોંદ વિશોંદ સુક્રિતના નામે ઠગી ખાઓ. બાકી અહિયાં તમારો કોઈ બચાવ ચાલી શકે તેમ નથી. વળી તમો અમોને હરિવંશના શરણે આવવાનું સમજાવી રહ્યા છો તે તમારા હરિવંશમાં એવું કયું દૈવત બળ્યું છે કે અમોને તેમાં અવતરવાની ઇચ્છા થાય ? તમારા એ હરિવંશની હરામખોરી અને તમારો અર્ધદગ્ધ સતપંથ તમોને તથા તમારા સતપંથી મુરીદોનેજ મુબારક રહો, કારણકે અમારા ચત્રર્ભુજ શ્રી કૃષ્ણ ભગવાન પોતાના સ્વમુખે અર્જુનને ગીતામાં કહે છે કેઃ—

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥ अ. ३ ॥**

સારી રીતે પાળેલા પરધર્મ કરતાં ઓછા ગુણવાળો સ્વધર્મ ઉત્તમ છે, સ્વધર્મમાં મરણ પણ સારૂં પરંતુ પર ધર્મ તો ભયાવહ છે.



ખાકીજી ! અમારા ભગવાન શ્રી કૃષ્ણનું આવી રીતનું ચોખ્ખે ચોખ્ખું વચનામૃત છે, તો પછી એવો કયો કમભાગ્ય મનુષ્ય હશે જે **તમારા ખાચડીયા**

અર્ધદગ્ધ પીરાણા સતપંથમાં કયું ઉદાર તત્વ સમાયલું છે, કે જેનાથી તેને પાળવાની ઈચ્છા થાય ? અમોને અમારા ચતુર્ભુજ શ્રી કૃષ્ણ–કે જે ભગવાન ભકતોને આધિન છે તેના–ઉપરજ પૂર્ણ શ્રધ્ધા છે.

મિસ્ટર ખાકીજી ! કોમીવાદના કીચડમાં ફસી પડેલા સૈયદ સાંઈ મૌલા ! જુઓ તમારો સતપંથ કોમીવાદના માટે શું કહે છે ? અને તેના સ્થાપક હજરત પીરોની મનોવૃત્તિમાંજ કોમી ભાવની કેટલી ઈર્ષા અને અદેખાઈ આરપાર દેખાય છે ?

રોવે રોવે હિંદુડા દુજા મુસલમાનો
રોવે બ્રાહમણ જોષીડા કે વાંચે વેદ પુરાણો
રોવે મુલ્લાં કાઝીડા જે પડત કુરાનો

આવી જાતના અનેક લાગણી ઉશ્કેરનારા દાખલાઓ તમારા અર્ધદગ્ધ પીરાણા સતપંથમાં મોજુદ છે એટલા ઉપરથીજ હિન્દુસ્તાનની એ મહાન કોમોનો દ્રોહ કરી રહ્યા છો, એમ કહેવાય. હવે કહો ખાકીજી ! અમો ઈર્ષાળુ છીએ કે તમો ? અને વધારામાં અમોને નારાયણ રામજીની ગાદીના વારસદાર કહ્યા તેમાં તમોએ કયું નવું તત્વજ્ઞાન શોધી કાઢયું ? તેઓ અમારી જ્ઞાતિના પૂજ્ય અને આદર્શનિય વ્યકિત હતા અને વધારામાં અમારા લીંબાણી કુળના હતા એથી કુદરતીજ તેના અમો વારસદાર છીએ. પણ તમારા સતપંથના શત્રુ તો તમો પોતેજ થયા છો અને હજુ વધારેને વધારે બની રહ્યા છો. ખાકીજી ! તમારા દાદા પરદાદાએ સંવત ૧૯૭૬ માં ઉપજાવી કાઢેલા અસત્યમાં જુઓ. "ત્યારે કયાં અલી હતા ? કયાં મહમદ મુસ્તફા હતા ? અને કયાં બાવા આદમ હતા ? તેને પરબારા ઈસ્લામશાહ ને અરબીરૂપે અલ્લી, અલ્લાહ, ઈમામ મેંહદી નિષ્કલંકી દશમો અવતાર શ્રી વિશ્નવજી સેતર દ્વીપ, દેલમ દેશ, ગેરાક ખંડ, ગડઆલ મોત, કેકપુરી હેમપુરી ઠેરાવ્યું ?" આ રહી તમારા સતપંથની અસલ ઉત્પતી. એક ઉપજાવી કાઢેલી વાતને તમો અત્યારે ગમે તેવું મોટું રૂપ આપો, અનાદિ કાળની ઉપમા અ પો, પણ ધતીંગ એ ધતીંગજ રહેવાનું તેને સત્યમાં ખપાવવાના ફોકટ ફાંફાં મારી તમારી નરી અજ્ઞાનતા પુરવાર કરી રહ્યા છો.

ખાકીજી ! તમોએ હેજંદાને બદલે આશિર્વાદ વર્ષાવી નાખ્યા તો અમારા આલેકુમ સલામ.

મિસ્ટર ખાકીજી ! મહાન ભવિષ્યવાણી બતાવી જનારા હિંદુસ્તાનમાં અનેક સંત પુરૂષોનાં નામો છે, એકલા દેવાયત પંડિત નથી. પણ એ બધા સંત પુરૂષોએ દુનિયાની જનતા ઉપર મહદ ઉપકાર કર્યાં છે, પણ તમારા વડીલો જેવા ધૂર્તબાજ ગુરૂઓએ તો ખાય તેનુંજ ખોદેનો ગુણચોર ધર્મ અંગિકાર કરી અનેક હિંદુ કોમોને વટલાવી મુસલમાન કર્યાના હિંદુસ્તાનના ઈતિહાસમાં અનેક દાખલાઓ મોજુદ છે તેઓ માંહેલા અમારા અજ્ઞાન–અંધશ્રધ્ધાળુ અભણ કણબી–ક્ષત્રિય કોમનો પીછો પકડી તેને પોતાના અસલ હિંદુધર્મ કર્મથી રહિત બનાવી અર્ધદગ્ધ મુમના

બનાવ્યા છે તેમને પોતાની સ્થિતિનું પુર્ણ ભાન થાય અને પોતાના અસલ સનાતન ધર્મને રસ્તે ચડે તેટલા પુરતોજ અમારો આ પ્રયત્ન છે.

મિસ્ટર ખાકીજી ! ઈર્ષાના સાક્ષાત અવતાર સમા તમોને સને ૧૯૨૬ માં અમોએ પ્રસિધ્ધ કરેલા કીર્તિધ્વજની વેદના હજુ તમારા હૃદયમાંથી ગઈ હોય તેમ લાગતું નથી. સંવત ૧૮૩૨ ની સાલમાં તમારા વડીલ સૈયદ વલીમીંયાં તથા તમારા વડીલોના હાથે વટલીને વર્ણસંકર બનેલા જ્ઞાતિદ્રોહી અને હિંદુધર્મ-દ્રોહી માગજી કાકાની બદમાશીએ એક નિંદ્ય ઠરાવ અમારા ભોળા અજ્ઞાન અંધ-શ્રધ્ધાળુ વડીલોના હાથે કરાવીને કચ્છની કડવા પાટિદાર જેવી ઉચ્ચ ક્ષત્રિય કોમને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ બનાવવા-હિંદુધર્મ કર્મથી વંચિત કરવા, તમારા હજરત પીર ઈમામશાહના વખતથી રહી ગયેલ ખામીઓને (ત્રુટિઓ) સુધારી, પુરા પાયમાલ કરી વટલાવવાની નીચ યુકિત રચી ભોળા અને અજ્ઞાન સતપંથીઓની અંધશ્રધ્ધાનો લાભ લઈ પોતાના હાથમાં-સીધી દેખરેખ નીચે મજબુત પકડામાં-લીધા અન્ય ભાઈબંધ હિંદુ કોમોથી સદાને માટે વિખુટા પાડવાની નીચ ચાલાકી ચલાવી. પીરાણા સતપંથના નામે હિંદુધર્મ કર્મ આચાર વિચારને ભૂસી નાખનારા એ નિંદ્ય ઠરાવથી કણબી જ્ઞાતિના બ્રાહ્મણગોર અને વહીવંચાવાળા બારોટને સતપંથ ધર્મના નામે રજા અપાવવાની નીચ યુકિત નીચે તમારા રસ્તામાં કંટકરૂપ યાને આડખીલીરૂપ-વિઘ્નકર્તા બ્રાહ્મણ ગોર અને બારોટને રજા અપાવી, તમારા વડીલોએ નક્કી કરેલા ધ્યેય તરફ જલદી પહોંચવાના રસ્તો સરળ અને સાફ કર્યો. ત્યારબાદ કણબી જ્ઞાતિને ધર્મ ઉપદેશ કરવાનું કાર્ય તમોએ તમારા હાથમાં રાખ્યું, એ તમારી નીચ ચાલાકી-યુકિત અને બદમાસી અમારા ધ્યાનમાં આવી, તે અમારી જ્ઞાતિના ઉદારચિત્ત સમજુ આગેવાનોને અક્ષરે અક્ષર સમજાવી તેમની પાસે મંજુર કરાવી એ નિંદ્ય ઠરાવને કેન્સલ કરાવ્યો તેને આજે લગભગ ૧૬ વર્ષ થઈ ગયાં હોવા છતાં તેનો માર્મિક દંશ હજુ રૂઝયો હોય એમ લાગતું નથી.

મિસ્ટર ખાકીજી ! કચ્છના કણબીઓને હિંદુધર્મ, કર્મ અને આચાર વિચાર તજાવીને અર્ધદગ્ધ મુમના બનાવ્યા, જાતિ ધર્મ કર્મ છોડાવી ભાન ભુલાવ્યું કઈ નાત જાતના છે તેનું પણ ચોકકસ ભાન ન રહેવા દીધું. એટલેથી પણ તમોને સંતોષ ન રહયો, હજુ પણ કણબી જ્ઞાતિને પૂરા મુસલમાન બનાવવાની નીચ યુકિતઓ આજ દિવસ સુધી ચલાવ્યે રાખી છે એ તમારી નફટાઈ અને નાલાયકીની પણ પરિસીમા કહેવાય. આવી જાતની તમારી ચાલાકીને બરોબર સમજ્યા પછી અમોએ એ પગલું ભર્યું હતું, અને સતપંથી તમારા શ્રી હરિના દર્શન પર્શનનો ભવાડો તમોને સોંપ્યો. તે તમો તથા તમારા સાશ્રિત કાનજીભાઈ રતના ધોળુનેજ મુબારક રહો. ખાકીજી ! મારી કે મારા કુળની જરાપણ ચિંતા ફિકર કર્યા વગર તમારા એ મહાન ધૂર્તબાજ, ખટપટી, ખાય તેનુંજ ખોદનાર ગુણચોર કુળને ઠેકાણે પાડો એટલે પત્યું, સમજ્યા સૈયદ ખાકી ! નામનાજ ખાકી થયા. બાકી પ્રકૃતિ અને કાર્ય તો મહાન ધૂર્તબાજ. કાવાદાવા કરનાર નિંદાખોર, અને નિચ કૃત્યોથી ખાકી નહિં થવાય.

મિસ્ટર ખાકીજી! ખોટા આહારના ઈજારદાર મુસલમાન સૈયદ! તમારા ધર્મમાં અખાજ ખાવાનું ખાસ ફરમાન છે! પશુઓની કુરબાની જેવા રિવાજનું જ્યાં ખાસ સમર્થન છે, એક નહિં પણ અનેક સ્ત્રીઓ કરવાની જે ધર્મ લાલચો આપી રહયો છે. તો પછી કયા મોઢે તમો દુનિયાના અન્ય લોકોને આહાર વિહારની વાતો કરી તમારા કુળને લજવી રહ્યા છો? અમારા દાદીમા વાલબાઇની ભલામણ ન માની એ વાત તમોએ લખી તેના જવાબમાં, ખાકીજી! અમારાં દાદી વાલબાઇની ભલામણેજ અમો વર્તી રહ્યા છીએ. અમારી દાદીમાએ તમો અને તમારા જાત ભાઇઓ અન્ય સૈયદોમાં શ્રધ્ધા રાખી સેવા કરી દાન તરીકે ખુબ આપ્યું એ સેવા અને શ્રધ્ધાના બદલામાં પીરાણાની અંદર હજરત પીર ઇમામશાહના રોજા આગળ હાજર બેગની કબર પાસે ખુદ તમારાજ જાતભાઈ સૈયદોના મોઢેથીજ કાનોકાન સાંભળ્યું કે "સાલા જીવલા ઓર પેથીઆ હરામખોરકુ કાટ ડાલો. માર ડાલો" નાં અમૃતમય વચનામૃતોથી અને બિભત્સ ગાળોના વરસાદથી, મનુષ્ય જાતિને પણ શરમાવે તેવા વાકયોથી, તમારામાં રાખેલ પુર્ણ શ્રધ્ધાના શિરપાવરૂપ અમૃત-મયવાણી સાંભળીને અમારી દાદી વાલબાઇને ૧૦૮ વર્ષની કમાણી શ્રધ્ધા, ભક્તિ, અને રાત દિવસના ઉજાગરા કરી ફેરવેલ માળાની મહેનત, તમોને દીધેલા દાનનો બદલો, સર્વ એ વિભત્સ ગાળોની જડીઓથી, થયેલા કડવા અણુભવથી તમારા એ કલંકરૂપ સતપંથ માંહેથી છેવટે હાથ ધોઈ નાખ્યા હતા. સૈયદ ખાકીજી! એ વાતનુંજ નામ આહાર તેવો ઓડકાર સમજ્યા?

મિસ્ટર ખાકીજી! અમારા ગામ માનકુવાના ભગત જીવરાજ ભાભાની ભક્તિથી કે શ્રધ્ધાથી કોઈ કાર્યસિધ્ધિ થઈ હશે તેમાં તમારી કઈ આબરૂ વધી કે તમોએ છપાવી પ્રસિધ્ધ કરી? મુખી નાનજી લધાને સતપંથી હોવાના કારણે પોતાનો મરણ કાળ આગળથી સુઝી આવ્યો, તેમના ઘેર માતાજી મરધાં-બાઇને આજ્ઞા કરી ગયા તે સર્વ વાત બરોબર હોય તો. ખાકીજી! એ વાતમાં તમોને તમારા સતપંથનો મહિમા દેખાણો, તો સાંભળો સૈયદ સાંઈ મૌલા, તમારા હદયને કાબુમાં રાખીને વાંચજો. નહિં તો ચસ્કી જશે હો! વહાલા મિત્ર!

મિસ્ટર ખાકીજી! નાનજી લાધા મુખીના મરણ બાદ તેમના સગા નાનાભાઈ તેની ગાદીએ આવ્યા. એટલે ગામશ્રી માનકુવાના ખાનાના મુખી નિમાયા. તેથી તમારા દાદા હજરત પીર ઈમામશાહના મારફતિયા બન્યા.

જુઓ મુખી તે જે જીવને મોખજ આલે મોખ મુગતના મારગ બતાવે,
મુખી તે જે કોઇને ઘેરે જો જાવે, તો ઊનકે જીવકા ભલા કરાવે,
મુખી તે જે અસતને મારગ તજાવે, જીવને મુખ મુગત કરાવે,
મુખી તે જે સરવે બલા નીકાલે, લખ ચોરાસીના ફેરા ટાલે,
મુખી તે જે મુઆ માનવીને જીવતા કરે, જીસકા દીલ હોવે તેના કારજ સારે,
મુખી તે જે સરવે ઘરકા જીવ આવે, તેની બમણી કમાઈ કબુલ કરાવે,
મુખી તે જે ડાહ્યા હોવે, સારે જીવકો વૈકુંઠમેં લાવે,
મુખી તે જે આપે અમર ભેદ જાણે, અગમ નીગમકી બાત પીછાણે,
મુખી તે જે સુધ બુધ બરસાતકી જાણે, સર્વે નગરકી બાત પીછાણે,

મુખી તે જે પીર પેગાંબરકુ નજરે પેખે, જરણુ મરણુકા હાલજ પેખે,
મુખી તે જે સતવાત સાચી કરી માંને તાંહે કમાઈ સઈ કરી જાણે
તે મુખીની સેવા અમર જાસે જે સત સબુરી સંતોક માગે,
જે એકે મને એકે ચિંતે સતપંથે ધાયે તે મુખી તો વૈકુંઠમેં જાએ,
જે દશોંદ સુક્રિત ખરા મુમન હશે તે જીવતો અમરાપર જશે.

મિસ્ટર ખાકીજી ! ઉપર પ્રમાણેની સરવે વાતો તમારા વડીલોએ લાલચો અને પ્રલોભનો આપેલાં તે સર્વે એમણે પૂરાં કરેલ, અને વધારામાં દરરોજ તુરનામું, બાજનામું, અને તેની ખાસિયેતો પડતા, અને મહોર નબુવતના દિવસમાં છ વખત દર્શન કરતા હતા, અને નિત નિત ગતગંગા અને જમાતના દેદારનાં દર્શન કરનાર મુખી હતા. દશોંદ વિશોંદના સુક્રિત લાગા ભરનાર અને ભરાવનાર એવા તમારા આડતિયા અખંડ ઈમાની એકલા સતપંથના ઈજારદાર સતપંથી ભકત જીવ હતા અને તેથીયે આગળ વધીને તેમના હાથે અનેક સતપંથીઓના ગુન્હા છુટાવ્યા હતા બાવની ક્રિયાઓ કરાવીને તે બધા સતપંથી જીવોને તમારા વડીલ હજરત પીર ઈમામશાહના ઉભા કરેલા બાગેબહસ્તમાં (વૈકુંઠ) જવાના પરવાના તરીકે રજા ચિઠીઓ લખી આપતા હતા. એવા એ હતા પરમાર્થી, પરોપકારી, પરમભકત, છતાં ખાકીજી ! તેમને પોતાનો મરણ કાળ આગળથી ન સઝયો, અને વધારામાં છ મહિના માંદગીના બિછાને રહ્યા અને અસહ્ય દુઃખ ભોગવીને દેહ કાળને પામ્યા, તો કહો હરિવંશના હોંશિલા એકલા ઈજારદાર જુઠાણાના સાક્ષાત પ્રતિરૂપ હરામના દશોંદ વિશોંદના માલ ખાનાર સૈયદ ખાકીજી ! અખઈ ભગતને કોણ તેડવા આવ્યું હતું ? તમારો દાદો પીર ઈમામશાહ પોતે હતા ? કે તેનો કોઈ પ્રતિનિધિ (બલામણીયો) દુલદુલ ઘોડો લઈને આવ્યા હતા કે મેઘાડંબરની કોઈ વેલ લઈને આવ્યા હતા ? કહો ધતિંગે બહાદૂર કહો જનાબ ખાકીજી ! તેમના ઉતારા અત્યારે કયા ભિસ્તમાં છે તે પણ સાથે ભસી નાખ્યું હોત તો તમારા ભવાડાની ભલાઈ ઓર વધારે દીપી નીકળત. મારા દીલોજાન દોસ્ત ! કહો જોઉં નહિં તો તમો જુઠા અને તમારો સતપંથ પણ જુઠો. જુઠાણાયુકત જાળ છે અને તેને ખરા અનાદિકાળની ઉપમા આપનાર સૈયદ સાહેબ ! આનો ખરો ખુલાસો કરજો નહિં તો તમે વાપરેલાં વિશેષણો તમારેજ માટે બાકી રહી જશે. સૈયદ સાંઈ મૌલા ! આ તમાંરા મેહેંદી પુરાણનો અક્ષરે અક્ષર જવાબ છે વધારે તો ફરી તમારો જવાબ મળ્યા બાદ.

વહાલા મિત્ર ! મિસ્ટર ખાકીજી ! આમાં તમોને કાંઈ વધારે પડતું વિશેષણ લાગે તો આ દુનિયાવી ભાંજગડિયા ઝગડાઓમાંથી સદાને માટે દૂર રહી ખુદાતાલા પાક-પરવરદિગારની નેક બંદગીમાં કાળ નીર્ગમ ન કરે જેનાથી આ દુનિયા અને આગળ રોજ કયામતનો દહાડો હળવો થાય. એજ કચ્છનો તમારો જુનો મિત્ર.



માનકુવા કચ્છ
તાલુકો ભુજ
તા. ૨૪-૬-૪૨
ભીમ અગિયારસ.

વાલજી જીવરાજ લીંમાણી.
માનકુવાવાળા.